# આર્ય–આદર્શ

# ભજનમાળા.




કર્તા–આચાર્ય શ્રી ગિરિધરલાલ મહારાજ.

પુણ્યતમ ભારતવર્ષના [illegible]વ્ય વ્યાખ્યાનકાર.

કર્તા–આચાર્ય ભ[illegible]ંકર માધવરામ.

કહોડાકર કાવ્યતીર્થ.

---

–: પ્રકાશક :–

શાસ્ત્રી દેવશંકર પ્રભાશંકર આચાર્ય.

---

પ્રત ૧૦૦૦ સંવત ૧૯૯૬ મકર સંક્રાન્તિ.

કિંમત ૧ આનો.

# આભાર પ્રદર્શન.



સહાયક ગંગાસ્વરૂપ સોની ડાહીબ્હેન જેઓએ આ
પુસ્તક પ્રગટ કરાવવામાં પોતાનો ઉદાર હાથ
લંબાવ્યો છે. એવા પ્રભુ પ્રેમી ધર્મવત્સલા
ભગિનીનો આભાર માનવામાં આવે છે,
બાદ શ્રીયુત શાસ્ત્રીજી હરિભાઇ પંડયા
જેઓએ આ પુસ્તકની કોપી અને
પ્રૂફ તપાસવામાં પોતાનો અમુલ્ય
સમય આપી અમોને
આભારી કર્યા છે.

લી.

કર્તાઓ.



આચાર્ય શ્રી ગીરીધરલાલ મહારાજ અમદાવાદ.

# આર્ય–આદર્શ
# ભજનમાળા.




**કર્તા–આચાર્ય શ્રી ગિરિધરલાલ મહારાજ.**
પુણ્યતમ ભારતવર્ષના દિવ્ય વ્યાખ્યાનકાર.

**કર્તા–આચાર્ય ભાઈશંકર માધવરામ.**
કુહોડાકર કાવ્યતીર્થ.

---

–: પ્રકાશક :–
**શાસ્ત્રી દેવશંકર પ્રભાશંકર આચાર્ય.**

---

પ્રત ૧૦૦૦ — સંવત્ ૧૯૯૬ મકર સંક્રાન્તિ.

કિંમત ૧ આનો.

# પ્રસ્તાવના.



સારાયે આર્યાવર્તમાં પ્રત્યેક વિષયના ગ્રન્થોની ન્યૂનતા તો ઘણા કાળ પહેલાંએ કદાપિ ન હતી, છતાં એ પ્રતિક્ષણે નવીનતામાં મૂકાતા જગતનેય જોઈતું વિવિધ પાથેય વિજ્ઞાનિમસ્તિષ્કોમાંથી મળી રહે છે. વાસ્તવિક રીતે તો નવીનમાત્ર જુનાથી જુદું નથી. આને રૂપાન્તર પામેલું હોય છે. અર્થાત્ એકજ વસ્તુને પ્રત્યેક વ્યક્તિ રુચિનીવૈચિત્રતાથી પોતાને મનગમતી રીતે જોવા ઇચ્છે છે, ઝીલવા ઇચ્છે છે, ત્યારેજ તેમાં તન્મય બની શકે છે. જો કે આ નિયમ સર્વ કાળમાં સાર્વભૌમ તો નજ ગણાય છતાંએ આની સામે થનારને અર્થાત્ પ્રત્યેકની રુચિની પરવા ન રાખતાં હર એક વ્યક્તિનું જેમાં હિત છે એવા જનસમાજનું હિત કરવા કટિબદ્ધ થયેલ મહાપુરુષને પણ નિર્ણિત કરેલા અમુક સિદ્ધાન્તો સમાજને હૃદયંગમ કરવા માટે કપરા પ્રસંગોમાંથી પસાર થવું પડે છેજ.

રાજનગરમાં વસતા એક આદર્શ કુટુંબનું નાનામાં નાનું બાળક પૂર્વજન્મના પુણ્યમય સંસ્કારોને વશ થઈ અહોરાત્રની લગભગ નિદ્રા, શૌચ, સ્નાન, સંધ્યા, અધ્યયન, આહાર વગેરે માટેની અમુક ઘડીઓ બાદ કરતાં અવશિષ્ટ

પ્રત્યેક ક્ષણે ગદ્ગદ્ કંઠે પોકારી ઉઠતું ઓ મા માતા ભગવતિ ક્યાં છો મા જગદંબા જુઓ આ વિખુટા પડેલ વત્સો અહિં તહીં અટવાઇ રહેલા છે, નિસ્તેજ છે, ઓશીઆળા ને ગુલામો છે આ આર્યપુત્રો, જેમની વીરહાક રણકતી હતી સારાયે પૃથ્વી તલ પર અને ફરકતી હતી સનાતન ધર્મ પતાકા વિશ્વવિખ્યાત ગગનચુંબી શિખરો પર અરે ! ઓ પરમેશ ! પિતા જે ધર્મની દિગન્ત કીર્તિ અને જે ધર્મની પુણ્યમય નીતિ અને રીતિ સાંભળવા, સમજવા અને અનુસરવા આતુર હતો સમસ્ત સંસાર, હાય તેજ ધર્મ અને તેનાજ અનુયાયીઓની આજ દશા, અહ ! નરાધમ દાનવોએ આર્ય સન્તાનોની દૈવીસમ્પત્તિ લૂંટી, લૂંટાવી, નષ્ટભ્રષ્ટ કરી અને તેજ સમ્પત્તિ ઉપર અનાચાર, કુટિલતા, કુશિક્ષણ, કુરીતિ, કુનીતિ હિન્દુ બ્હેન બેટી પર બળાત્કાર ગોવધ આદિ અનેક ભીષણ હત્યાકાંડો નોંતર્યાં ભારતને આંગણે. નહિ નહિ ખૂદ આર્યોની જન્મભૂમિ ઉપર આર્યોની વ્હાલી નીતિ રીતિ ઉપર અરે ખૂદ આર્ય જાતિ પર છૂરી ચલવી. ભારતનું ખૂન કર્યું ખૂન ખૂન આર્ય સતી શિયળનું, આર્ય વિદ્યાનું, ભારતીય ભક્તોનું, ઇન્સાફ અદલ ઇન્સાફ ક્યાં છે ક્યાં છે ન્યાયનો દાતા સર્વેશ્વર ? ક્યાં છે વિશ્વમાં કે વિશ્વ બહાર ? ક્યાં છે દુઃખીનો દિલાસો ? સમસ્ત સંસારનો પ્રાણ વિશ્વપિતા પરમેશ ભક્ત પાલક ભગવાન્ ? અને ત્યાં થયો આત્માનો અનાહત અંતર્મુખ આલ્હાદિત નાદ અથડાયો કર્ણપટ પર અભેદ ત્રિપુટીના આત્મા

શ્રી કૃષ્ણનો અભયદાતા મહામંત્ર न मे भक्तः प्रणश्यति (મારો ભક્ત નાશ પામતો નથી) नायमात्मा हीन बलेन लभ्यः અને મારો ભક્ત નિર્બળ તો હોઈજ ન શકે આ વસુંધરા વીરોજ ભોગવી શકે માટેજ આર્યાવર્તની ઉન્નતિને ઇચ્છનાર દ્વિજકુમાર ! ઉઠ ઉઠ उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत । જાગ અને જગાડ ગાઢ નિદ્રામાં સૂતેલ ભાવીભક્ત અને દાનવીર અને ભડવીર સિંહોને અને સમજાવ તેમની કર્તવ્ય નિષ્ઠતા, કે ભાઈ યુગયુગના ઇતિહાસ તપાસતાં એ ક્યાંય ન દીઠો ઘોરતમ નિદ્રામાં ઢળેલ વિદ્યા, વિજ્ઞાન અને ધર્મધુરંધર ભારત વર્ષને. એ તો હતો સદાય જાગૃત અને પાઠવતો હતો સદાય આબાદી, એથી ઉલટું અત્યારે તો જાગૃતકારોની ઘોષણાને અંતે પણ ઉપરાછાપરી આવતાં ઉંઘનાં ઝોકાંનો આરોજ નથી. વત્સ ! કહે પ્યારા દેશ બંધુઓને કે પોતાના દેશને ખાતર, માતૃભૂમિને ખાતર, સનાતન ધર્મને ખાતર તન મન અને ધનને ન્યોંછાવર કરતાં શીખે ગાય બ્રાહ્મણ સંતજન સ્ત્રી અને દીનજનની રક્ષામાં સ્વાર્થ ત્યાગની દીક્ષા લેતાં જરાએ ન અટકે. બસ જરૂર સફળ થશે આ સત્કાર્યમાં મારા અન્તરનો આશીર્વાદ છે. જય પ્રભો ! જય સનાતન ધર્મનો જય. આદેશ, આદેશ, આજથી કટિબદ્ધ છે. આ બાળક બતાવેલ બ્રાહ્મણધર્મને પંથેજ સદાયે સફર કરશે. મિત્રો ! આ દ્વિજકુમારનું નામ આચાર્ય શ્રી ગિરિધરલાલજી મહારાજ પોતાના અંતર્નાદને

ઝીલી સ્વકાર્યમાં પગલાં માંડ્યાં અદ્વૈત આત્મારામનો આશીર્વાદ હતો કાર્યસિદ્ધિ કરામલકવત્ હતી મહારાજશ્રીને એક સાથીદાર પણ મળ્યા જેમનું નામ આચાર્ય ભાઇશંકર શર્મા, મહારાજ શ્રી પ્રત્યેક ગામડે હરએક ઋતુમાં જરાએ સમય ખોયા વિના અહર્નિશ સાંપ્રતિક વાતાવરણની સામે જહેમત ઉઠાવી અસ્ખલિત ગદ્ય વાગધારા દ્વારા આર્ય પ્રજામાં આર્યત્વ રેડી રહ્યા છે. આચાર્ય ભાલ એ વાણીનું સૂક્ષ્મત્વ સાચવી સ્થુલરૂપમાં પુસ્તક દ્વારા પ્રજા સમક્ષ મૂકવામાં સફળ થયા છે.

વળી થોડાજ દિવસમાં વીર સાહિત્ય રણુનાદનાં ભેરી યાને ભાલના પડકાર (રામચરિત) એ નામનું પુસ્તક બહાર પાડવા તેઓ વિચાર દર્શાવે છે. તથા ભારત ભક્તાખ્યાન પ્રદીપ એ નામનો ગ્રંથ પણ સ્થાય છે. સજ્જનો આ કાર્યને ઉત્તેજન આપવા વધાવી લેશો.

ઇતિ શમ્

ભવદીય,

**શાસ્ત્રી હરિશંકર પંડ્યા.**

॥ ॐ ॥

# મંગળાચરણ.

વંદન શ્રીહરિ તુજને, ....ટેક
ગુણ ગાવા ઈચ્છા એ મુજને. ....વંદન૦ ૧
કાવ્યકલા પ્રભુ નથી જરી મુજમાં,
કૃપાદૃષ્ટિ અરપો આ અણુઝને. ....વંદન૦ ૨
ગુણગાનકથને ચિતડું નિરત રહે,
ગિરિધર ભાલ પ્રણય પથ પૂજને. ....વંદન૦ ૩



## ભજન ૧-લું

[ મેરે શંકર બુલાલો કૈલાસ મુઝે એ રાહ. ]

ગિરિધર ગુણગાનનું પાન કરો,
જેથી ભવસાગર ઝટ પાર તરો. ....ટેક
અષ્ટાંગ યોગની સાધના સાધી છતાં સૂકા રહ્યા;
જ્ઞાનના ગ્રંથો મુખે પણ હૃદયમાં નાવી શક્યા,
સર્વ શાસ્ત્રનો સાર છે નામ સ્મરો. ....ગિરિધર૦ ૧
નામ સ્મરણથી ચિત્ત શુદ્ધિ સ્હેજમાં પામી જશો;
પછી તૂર્ત તત્ત્વમસિ સમજતાં સ્હેજમાં પ્રભુ મય થશો,
ભાવભીના બની સત્ પંથ ચરો. ....ગિરિધર૦ ૨

ભક્તિ સુધારસપાન સાચું પાનના અધિકારીને;
સરલને છે કઠીન પણ મળતું નથી દુશ્ચારીને,
સરશે કાજ સકળ પ્રભુ શરણુ પળો.....ગિરિધર૦ ૩
ભક્તિ સકળ વ્યાપી રહી તે વિણુ નહી સત્ પંથ છે;
સત્ કર્મ સાચે ભાવમય ભક્તિનું આણું અંગ છે,
જગ જાણુ થવા ન ખોટા ઢોંગ ધરો.....ગિરિધર૦ ૪
સ્વાર્થની ચાવી રૂપે જ્ઞાન ભક્તિ ને યોગ જ્યાં;
સત સંગ ત્યાં નથી છે ખરે દુઃસંગનો ડેરો જ ત્યાં,
અંધ શ્રદ્ધાને રાગ રંગ દૂર કરો. ....ગિરિધર૦ ૫
આચાર વ્રત ને દેવદર્શન એ ભક્તિનાં સાધન છતાં,
અધિકાર વિણુ નિષ્ફળ જતાં વિચાર વિણુ જો તે થતાં.
ગિરિધર બાલ હરનિશ મસ્ત ફરો;
....ગિરિધર૦ ૬

## ભજન ૨-જુ

[ કાલી કમલી વાલીઆ એ રાહ. ]

મોહન મુજ મન ભાવે છે દહીં માખણુ ખાવા આવે છે,
મધુરુ મુખડુ મલકાવે છે. મોહન–ટેક
યમુના તીર નાચ નચાવે છે જહીં ધેનું ચરાવા આવે છે,
મધુરી ( સી ) બંસી બજાવે છે. ....મોહન૦ ૧
બાલક સાથે બહુ લાવે છે ભાથાં સઘળાં છોડાવે છે,
સૌ સાથ મળીને ખાવે છે. ....મોહન૦ ૨

છોટામાં છોટ કહાવે છે મોટાનાં માન મૂકાવે છે,
જેવો તેવો એ થાવે છે. ....મોહન૦ ૩
દુઃખીઆની વારે ધાવે છે સુખીઆ સામુ નવ જાવે છે,
એની ગરીબને હુંફ આવે છે. ....મોહન૦ ૪
સુર અસુરને મન ભાવે છે ક્રૂર અસુર હફનાવે છે,
ભકતોને મન સુખ લાવે છે. ...મોહન૦ ૫
ગિરિધર ગુણગ્રામ ગજાવે છે તે જન જગ નામ સજાવે છે,
ગિરિધર ભાલને ભાવે છે. ....મોહન૦ ૬

## ભજન ૩–જું
[ રાગ ગઝલ ]

હરિહર ધ્યાન તું ધરજે પ્રથમથી ધર્મમાં હળજે,
વચન વૃદ્ધો તણું કરજે વિનયવૃત્તિ સદા પળજે...હરિહર૦ ૧
ગૌ બ્રાહ્મણ અને નારી તણી રક્ષા મહીં મરજે,
શ્રવણ સદ્ ગ્રંથનું કરજે સદાચારી થઈ ફરજે....હરિહર૦ ૨
સકળ સમદૃષ્ટિ સાચવજે અપરસ્રી માતસમ ગણજે,
હેમધન લોષ્ઠ સમજી પરાયું તૂર્ત તું તજ જે.....હરિહર૦ ૩
દયાદૃષ્ટિમાં પગ ભરજે કૃપણ પથ તું સદા ટળજે,
ઝલક પુણ્યો તણી પામી અવળ કર્મો થકી ડરજે.....હરિહર૦ ૪
જીવનની જ્યોતને ઝંખી બહુલ તમનાં પડળ હરજે,
જીવન હક મંત્રને જાણી પ્રભુ મય માનવી બનજે....હરિહર૦ ૫
શિવોહં શબ્દ ઉચ્ચર જે સનાતન ધર્મને ધરજે,
ગિરિધર ભાલના શબ્દો સફળ કરવા સફર કરજે....હરિહર૦ ૬

## ભજન ૪–થું

[ મારી નણુદલને નહીરે ગમે તો મહીઅર જઈશ રે એ રાહ. ]

લઈ શ્રી રઘુવરનું નામ હૈડે હામ ધરી,
દીધી ભવદરીએ દોટ નાવે ભીતિ જરી. ....ટેક
દુરજનની દરકાર ન કીધી ભૂલ્યો નહિ ભગવાન રે,
પુણ્ય તણા રાહે પરવરીઓ પાપનું મૂકી ઠામ. ...નાવે૦ ૧
સાધુ જનની સેવા કીધે આપે ભાગે ભ્રાંત રે,
છક્યો નથી સુખકે દુઃખથી તું ડગ્યો નથી મનમાંય.....નાવે૦ ૨
ઘરનાં કામ નિપટતાં રટતાં રામ પ્રભુનું નામ રે,
ગિરિધરભાલ પ્રભુ ઉર ભરતાં પામ્યો પ્રભુ મન કામ....નાવે૦ ૩

## ભજન ૫–મું

[ અયે હકીમો જાઓ દુનીઆ પાર એ રાહ. ]

પુણ્યના પંથે પ્રજાને વાળનારૂં કોણ છે,
પાપના રાહો સમૂળા કાપનારૂં કોણ છે. ....ટેક
પુણ્યશીલ તપશીલ ને ટેકી યા શૂરા બહુએ થયા,
સત્તા છતાં કૈં નવ વળ્યું સમજાવનારૂં કોણ છે.
પુણ્ય૦ ૧
તો પણ ફરજ કરવી અદા કૈંએ નિમિત્ત વિના નથી,
મુમુક્ષુ આગળ બહુ તર્યા હવે તારનારૂં કોણ છે....પુણ્ય૦ ૨
પોતે કરી સતકર્મ ને સદ્ધર્મની શિક્ષા દિયે,
તો વળે કૈંયે છતાં કલિકાલમાં તો કોણ છે.....પુણ્ય૦ ૩

ફૂટો ભજન આખ્યાન યા કેં રાગડા તાણી ઘણા,
રાત્રિ બધી પૈસાજ માટે બચાવનારૂં કોણ છે....પુણ્ય૦ ૪
આજના ભક્તો અને ઉપદેશકો સાચા નથી,
જાહેર છે એ વાત પણ અટકાવનારૂં કોણ છે.
પુણ્ય૦ ૫
ઉપદેશકો ભૂતપૂર્વના નિજસ્વાર્થપર મથતા નહિ,
આજે પરાર્થે તેહને દફનાવનારૂં કોણ છે. ....પુણ્ય૦ ૬
અયે હિન્દ તારી ગુર્જરીનાં બાલુડાં ઘેલાં દીસે,
છે ભાવભીનાં પણ અકાળે પોષનારૂં કોણ છે.
...પુણ્ય૦ ૭
ભણે ભાલ લાલ સુધરે દશા આ ગુર્જરીબાલો તણી,
એક છે અરજી છતાં તે સુણનારૂં કોણ છે. પુણ્ય૦ ૮

## ભજન ૬–ઠ્ઠું

[ શંકર વસે કૈલાસમાં એ રાહ. ]

પ્રકાશ વિશ્વતણા ચોકમાં ...ટેક
ઉજાસ આભે અતિઘણોરે રંગ રાતો ચકાસેરે,
તારાનું તેજ ડુબી ગયું ગયું છે રજનીનું રાજ રે. પ્રકાશ૦ ૧
ખીલ્યાં કમળ જળ ટાટડી રે દીસે ઉદિયો શું ભાણ રે,
ભૃંગ ગુંજારવ ગુંજિયો કલકલ પક્ષિનિનાદ રે. પ્રકાશ૦ ૨
પશુ ચારાને માટે ચાલિયારે પક્ષી ઊડે નભ માંહય રે,
ઝપતાલ રૂડેરા ગવઈ રહ્યા કરે છે જનગણ ધ્યાનરે. પ્રકાશ૦ ૩

સુર અસુર મન ભાવતો રે ગિર ગાજ્યો ગંભીર રે,
યમુનાઘાટ હુણ'ણી રહ્યા થંભી ગયાં નદીનીર રે. પ્રકાશ૦
વાછરુ કાન દઈ સાંભળે રે કરે નહિ પયપાન રે,
ગાયો ગાળા તોડી ત્યાં પળે ભૂલી નિજમનસાન રે. પ્રકાશ૦
ગાયો મૃગલાને મોર દોડતા રે રવ થયો જેણી પાસ રે,
ગોપી ઘેલી બનીને દોડતી મૂકીને નિજનો આવાસ રે. પ્રકાશ૦
મુખમાં શોભીતિ રુડી વાંસળી રે દીઠા દેવ મોરાર રે,
મોર મુકુટ શિર શોભતો કાન કુંડલ બે સાર રે. પ્રકાશ૦
તેજ અંબાર મુખ ઓપતો રે છુટ્યાં છે કિરણો ચોપાસ રે
ભાનુ ભૂમિપર ભાવીઓ જીવ હરખ્યા અપાર રે. પ્રકાશ૦
અરુણુ થયો યા કાન તેજથી રે થયો છે દિન પ્રકાશ રે,
લાલ લીલાં ઠલવી રહ્યો નમે છે ભ્રાંતિલો ભાલ રે. પ્રકાશ૦

## ભજન ૭-મું

[ રાધે રાધે ગોકુળમાં ગોવિંદ રાધે એ રાહ. ]

આવો આવો પ્રભુ પ્રેમીજન અહિં આવો,
ગાવો ગાવો શ્રીહરિના ગુણુ સૌ ગાવો. ટે
હરિજન હળી મળીને સૌ આવો કથા પ્રેમીને સાથે લાવો;
દિલની દુગધા અહિંઆં વામે ભ્રાંતિલાં મન શાંતિ પામે,
લ્હાવો લ્હાવો માનુષ દેહનો આ લ્હાવો. આવો૦
દુર્જનીઆ અહિંઆં નહિ ફાવે જો ફાવે તો ભવ તરી જાવે
પાપો ટળશે પુણ્ય ફળ મળશે ભાવ ભક્તિમાં જે જન ભળશે
ભાવો ભાવો કહે ગિરિધર શિખ ઉર ભાવો. આવો૦

## ભજન ૮–મું

હરિહર હરિહર કહિયે ઘર કાજે ચિત્તડું દઇએ. ટેક
વ્યવહાર માંહી રહિયે અનીતિ પગલે નવ જઇએ. હરિહર૦ ૧
શાન્તિ સુખ નથી કંહીએ સંસાર કે જંગલ મહીંએ,
આપે સુખીઆં થઇએ જ્યાં ત્યાં હરિના ગુણ ગઇએ. હરિહર૦ ૨
કુસંપ સદા પરહરિયે હરખી સતસંગે રહીએ,
ગિરિધર વચન ઉધરીએ બેઉ લોકમાં સુખીઆ થઇએ. હરિહર૦ ૩



## ભજન ૯–મું

[ છોટસે બલમા મેરે આંગને મેં ગિલ્લી ખેલે એ રાહ ]

વ્રજના વિહારી વ્હાલા ભાવથી મન મંદિર આવો,
ભાવથી મન મંદિર આવો ભાવથી મન મંદિર આવો. ટેક
કરમાઈ છે મન નાગરવેલ દરશ વિણ ના તરસાવો,
ફાલી ફૂલીને તાજી થાય કૃપા અમરત વરસાવો. વ્રજના૦ ૧
હરખાયે હૈયું નન્દલાલ બંસી નાદ જગાવો,
પ્રેમ વિયોગી ભણે ભાલ અરજી ઉરમાં લાવો. વ્રજના૦ ૨



## ભજન ૧૦-મું

[ કહેણુ થયા માધવ મથુરા જઇ કાગળ ના લખ્યો કટકો રે એ રાહ. ]

જગજીવન મેં ન્હોતું જાણ્યું તમે નમેરા થાશો રે,
આ અટવીમાં મૂકી એકલડી વ્હાલા વૈકુંઠ જાશો રે. ટેક.
માવા તમે મારી કદર ન બૂઝી ખાંતેથી ખેલ ખેલાવ્યા રે,
હેત ધરી હૈડે હરિ રાખ્યા પ્રેમ રસ રેલાવ્યા રે. જગજીવન૦ ૧
દેહલડીના નાથ તમે હરિ આટલું મનના લીધું રે,
ઓચિંતી તરછોડી ચાલ્યો એ ખોટું કામ કીધું રે. જગજીવન૦ ૨
હાય હવે હું પ્રેમ વિજોગણુ પ્રેમની લગની લાગી રે,
મને પ્રજાળી ખાખ બનું હું ભાલ ભણે બડભાગી રે. જગજીવન૦ ૩

---

## ભજન ૧૧-મું

[ મે બનકી ચિડિયા બનકે બન બન બોલું રે એ રાહ. ]

તમે શ્રીહરિ નટવર નામ મહીં ચિત્ત જોડો રે;
છે મૃગજળ સમ જગના સૌ સુખ તે છોડો રે,
ભવાટવી તોડો રે. તમે શ્રીહરિ૦ ૧
સતસંગ મહીં ડગ ભરજો,
દુઃસંગથી મન પર હરજો;
તમે હરતાં ફરતાં કરતાં નિજનાં કામ,
સકલ તમામમાં શ્રીહરિ બોલો રે.
કે ના તરછોડો રે તમે શ્રીહરિ૦ ૨

## ભજન ૧૨-મું

આવો શ્રીહરિ મારી શેરીએ ઓ નંદલાલ,
આવો આનંદરસ વેરીએ ઓ નંદલાલ;
આછા આછા જળ છંટાવું ઓ નંદલાલ,
રંગેરી સાથીઆ પૂરાવું ઓ નંદલાલ;
ફૂલડાં વેરાવું મૂલ ઝાઝા ઓ નંદલાલ,
ચુંટેલાં આજનાં છે તાજાં ઓ નંદલાલ;
કાજ બીજાં સૌ ભૂલીએ ઓ નંદલાલ,
મોહ નથી મારે હૈયે ઓ નંદલાલ;
સોહમમાં રસ બસ થઈએ ઓ નંદલાલ,
રાધે કહે ઉર લાવો ઓ નંદલાલ;
વાત મારી મન ભાવો ઓ નંદલાલ,



## ભજન ૧૩-મું

[ હાંરે કોઈ માધવ લ્યો એ રાહ. ]

હાંરે મનવા મારા માન તને હું મનાવું. ટેક
ચંચળતાથી ચતુર તું ભૂલ્યો,
હાંરે ચેત ચેત તને હું ચેતાવું. હાંરે મનવા૦ ૧
સહસા કર્મ થકી સરકયો છે,
હાંરે તું તો સંસાર ચક્રે જણાવું. હાંરે મનવા૦ ૨

સારા ખોટાની પરખ નથી કરતો,
હાંરે તને આજથી પાઠ પઠાવું. હાંરે મનવા૦ ૩
રાગ દ્વેષથી અળગો રહેજે,
હાંરે પ્રભુ પ્રેમ પંથ ચઢાવું. હાંરે મનવા૦ ૪
ભ્રાત માત ત્રિય સુત મિત માતા,
હાંરે જુઠી જાળમાં નહિ સપડાવું. હાંરે મનવા૦ ૫
મોજ શોખ મમતા મૂકી જગની,
હાંરે એતો પાપ છે પડશે તણાવું. હાંરે મનવા૦ ૬

---

## ભજન ૧૪-મું

[ કાલી કમલી વાલીઆ એ રાહ. ]

ડિમ ડિમ ડિમ ડિમ ડકાક ડિમ ડિમ ડકાક ડમરુ બજાવે છે,
ભોળો દિગંબર આવે છે अइउण् આદિને લાવે છે. ટેક
ગંગ જટિલ શિરમાં વહે છે ને ભાલ ભસ્મ લગાવે છે,
ગલમાં ફણિધર ઓપાવે છે. ભોળો૦ ૧
ત્રિશૂલપાણિ કહાવે છે કટિ વ્યાઘ્રચર્મ લટકાવે છે,
નંદિથી શિવને ફાવે છે. ભોળો૦ ૨
ગણ સૌ ભેગા થાવે છે શંકરનું નામ ગજાવે છે,
સુરાસુરને મન ભાવે છે. ભોળો૦ ૩
વિજયા આપે અહિં આવે છે શંકરને ભોગ લગાવે છે,
ગણજન સૌ તે પાવે છે. ભોળો૦ ૪

 

ભક્તો વરને ઝટ પાવે છે દુષ્ટો પણ ઘડીભર ફાવે છે,
મોટું મન મોપ લાવે છે. ભોળો૦ ૫
રિઝચો તો રાજ્ય અપાવે છે કાં આપ સરીખો બનાવે છે,
બીજીને ખલ ગભરાવે છે. ભોળો૦ ૬
રામકૃષ્ણ મન ભાવે છે હર સાંભળ સદા શિવ ગાવે છે,
ધરણીધર શેષ હસાવે છે. ભોળો૦ ૭
પ્રાણ યમન ચિત જાવે છે આસન એકાંતે લગાવે છે,
ગિરિધર જનગણ સુખ લાવે છે. ભોળો૦ ૮



## ભજન ૧૫–મું

[ રતનબાના રાસડાનો રાગ. ]

ભેરી રણનાદનાં વાગે ત્યાં વીર નર ગાજે શિવાજી વીર,
કાયર તરફડે અવાજે ન આવે દેશકાજે શિવાજી વીર;
જેને છે શિરની પરવા એ નર નહિ ભડવા, ”
નાકની નોખ જેને રુચે અરિ તેને ખૂંચે; ”
ભારતનુ ભાવી ઘોર આવ્યું યવન બળ ફાવ્યું, ”
હિન્દની હાક ગઈ છૂટી કુસંપે ખૂટી; ”
સતી શિયળ કોણ રક્ષે યવન હળ ભક્ષે, ”
ભારતનાં ગોધન નાસે યવનથી ત્રાસે; ”

દેવમંદિર અભડાવી યવન ગયા ફાવી, ”
મૂરતિઓ તફડાવી મસીદો ચણાવી; ”
શિવલિંગો ઘણા તૂટ્યાં ભારત ભાવી ફૂટ્યાં, ”

હિંદુ જાતિ વટલાવી કાયા પલટાવી; ”
ભારત માતાની લાજ લુંટઇ યવનથી છુંદઇ, ”
ઝીણા તે આર્તનાદ સુણ્યા ને રોમટા ધૂણ્યા; ”
જ્યારે ક્ષત્રિય બળ ખૂટયું યવન બળ રુઠયું; ”
ત્યારે તેં વીરહાક મારી યવન ને ન્યાળી, ”
સિંહગર્જના કીધી ને ફાળ પણ દીધી; ”

વીણી વીણી રગદોળ્યા યવન દળ ચોળ્યાં, ”
કરી બાદશાહી ઢીલી ફરી નહિ ખીલી; ”
ખરો તું માનો જાયો સપૂત કુખ આયો, ”
આજેય હિન્દુજાતિ તારા જશ ગાતી; ”

નામ અમર કરી ચાલ્યા ને સ્વર્ગપથ ઝાલ્યા, ”
પાછળ થયું અંધારૂં દિવા વિણ કાળું; ”
સત્તાના શોખમાં સંડોવઇ ગયા સૌ ધોવાઇ, ”
માંહે માંહે અથડાયા કુસંપ બીજ વાવ્યાં; ”
પરદેશી પોઠ ગઈ ફાવી કુનેહ ચલાવી, ”
મુસ્લીમ કુહાડો બનાવી હિન્દુ ઉથલાવી; ”
રાજ્ય કીધું એક હથ્થું ભર્યુંનિજ ભથ્થું, ”
કાયદા કીધા કાળાને રસ્તા નિરાળા; ”

સુધરેલ છેલડા અનાડીએ પેટમારી પાળી, ”
પરદેશી ચેન ચાળે ચાલ્યા ને ઘરનિજ ઘાલ્યા; ”
શારદા બીલ વધાવ્યું મુરખ હિન્દ કહાવ્યું, ”
લગ્ન વિચ્છેદ બીલે આવી હિન્દુ નાખ્યા તાવી; ”
આર્ય અજારી છકાવી વંઠેલ બનાવી, ”
આભડ છેટ થઇ છૂટી ઉચ્ચત્વ ગયું ખૂટી; ”
મહાન્ત પંડિત પુરાણી બન્યા જૂઠ વાણી, ”
ધર્મ ધતિંગો ઘણાં આજે કરે પેટ કાજે; ”
ક્ષત્રિ જાઓ ન દેખાયે રક્ષત્વ છેકાયે, ”
વૈશ્યવટું પરપંચી ભર્યાં ઘર સંચી; ”
શૂદ્રે સેવા ધર્મ મૂક્યો પડતા પર થુંક્યો, ”
આવો શિવાજી વીર પ્યારા ઓ હિન્દ દુલારા; ”
તમ જેવાથી રક્ષાયે આર્યોની સહાયે, ”
અરજ અમારી એ એક જો પ્રભુ રાખે ટેક; ”
ભાલને ગિરિધરલાલના છેલ્લા જુહાર, ”



## ભજન ૧૬-મું

[ હરિ વેણુ વાય છે રે હો વનમાં એ રાહ. ]

હરિભજનમાં રે હો ભાવે પ્રેમિડાં હરખીને આવે,
રામ ધૂન ગાવે ને ગવડાવે. હરિભજનમાં૦ ૧
ઘરની વાતડી મુખ નવ લાવે હળવે હળવે તાળી બજાવે,
આનંદ સૌના મનમાં આવે. હરિભજનમાં૦ ૨
હળી મળી સાથમાં સૌકો ગાવે સાધુજનમનને હરખાવે,
દુર્જનિયા દેખી ડરી જાવે. હરિભજનમાં૦ ૩
ગિરિધરતનયાસુત શિખડાવે નમિયાં તે નર ભવ તરી જાવો,
હેત કરી હરજી પણ આવે હરિભજનમાં૦ ૪

## ભજન ૧૭-મું

[ હરિભજતાં હજી કોઇની લાજ એ રાહ. ]

ધાવો ધાવો ધણી મારી વ્હારે હરિ હાથ આપોને,
દીન જન ગણના રખવાળ સંકટ જાળ કાપોને. ટેક
નથી માગતો મોટેરા મ્હેલ કનકની ઝારી રે,
પુત્ર પત્ની કે મિત્રને માત નરકની બારી રે. ધાવો૦ ૧
કામ ક્રોધ મમતા કે મોહ બન્યા દુઃખ દાયી રે,
તેમાં ભટકી મરૂછું અજાણ વ્હારે આવો ધાયી રે. ધાવો૦ ૨
રંગ રાગ આ જગનાં તમામ મને કામ નાવે રે,
મારે એક તમારૂં છે કામ ભજન મને ભાવે રે. ધાવો૦ ૩
ગિરિધર મારા મધનો મેરામણ ગુણ તુંજ ગાઉં રે,
બાલ ગાવે ગ્રહો મારો હાથ હું સુખીઓ થાઉં રે. ધાવો૦ ૪

## ભજન ૧૮–મું

[ જેણે ભજ્યા જદુરાયા એ રાહ. ]

જેને ભજન લ્હેર લાગી તેની સુરતાઓ જાગી;
સુરતા શામળીઆની સાથે વળાવો,
ભવની કુદુગંધાઓ ભાગી. તેની૦ ૧
મોટ પણું જતું ખોટ પણામાં છોટપની લેહ લાગી. તેની૦ ૨
લોકડીઆની લજાવટ લૂછી ભૂસી ભવાટવી ધાગી. તેની૦ ૩
ગિરિધર ઘટઘટ વ્યાપક જોતાં ભાલ ભૂધર શુદ્ધ લાગી. તેની૦ ૪



## ભજન ૧૯–મું

[ નાગર વેલીઓ રોપાવ એ રાહ. ]

પ્યારા રાધાવરનું નામ મુખથી બોલો આઠે જામ,
મુખથી બોલો આઠે જામ ટળશે પાપપુંજ તમામ. પ્યારા૦ ૧
આભવ દરીએ આવી ઊભી નથી બીજી બેલડી,
તેમાં નાવ હરિનું નામ (૨) નરને પહોંચાડે સુખ ધામ. પ્યારા૦ ૨
સગાં સકળ સ્વારથિયાં સ્વારથ સરતાં અળગાં થાતાં,
સાચા સ્નેહી સુંદર શ્યામ (૨) સમરો છોડી કામ તમામ. પ્યારા૦ ૩
મન મંદિરિયે મોહન આવી મધુર બંસી બજાવે,
જો કર્મ કરો નિષકામ્ હાં (૨) રીઝે ભાલ પ્રભુ ભગવાન. પ્યારા૦ ૪

## [ ધૂન ]

જય મુરલીધર ! જય ઘન શ્યામ !,
કુંજ વિહારી રાધેશ્યામ !
જય રઘુનંદન ! જય સિયારામ !
અવધ ઉદ્ધારણ પૂરણ કામ !
જય ગંગાધર ! જય ત્રિપુરારિ !
ૐ ઉમાપતિ ! અલખ વિહારી,



## [ થાળ ]

જમો જમો ગુણવર ગિરિધારી;
જમાડું હું ભોજન સુખકારી,
તમો પર જાઉં પ્રભુ વારી. જમો૦ ૧
મૂક્યા છે તો બાજઠીઆ ઢાળી;
જમણે પાખે જળ જમુના ઝારી,
જમો રૂડા મેવા શ્રી મુરારિ. જમો૦ ૨
આચમન કરી લ્યોને સોપારી;
સુવો સેજ સુંદર છે ઢાળી,
તમો પર જાઉં હું બલિહારી. જમો૦ ૩

# [ આરતિ ]



[ મ્હારૂં વતન એ રાહ. ]

પ્યારે ગિરિધર જય જય નંદલાજી,
　　જય નન્દલાલજી દુલારે ગોપાલજી. પ્યારે૦ ૧
મોર મુકુટ શિર કાને કુંડલકીર,
　　ચંદન સચ્ચિંત વ્હાલા ચતુર સુજાણજી. પ્યારે૦ ૨
મુરલી અધર ધર કેયુર છે દ્વય કર,
　　પીતામ્બરધારી ગ્વાલ બાલ કૃષ્ણ કાનજી. પ્યારે૦ ૩
ભક્તકારણ લીલાપતિ રતિ કરતા,
　　યમુનાને તીરે દીઠા હેતે હરિહર લાલજી. પ્યારે૦ ૪
આરતિ અમારી પ્રેમમય ગ્રહી લેજો પ્રભુ,
　　પ્રણમે ગિરિધર બાલ ઉભય ભગવાનજી. પ્યારે૦ ૫



# ભારત ભક્તાખ્યાન પ્રદીપ.

આર્ય સજ્જનો ! સુવિદિત છે કે " આંધળી દુનિયા ભારત ધર્મને વેવલો કહેતાં જરાએ આંચકો ખાતી નથી પૂજ્ય વિવેકાનંદ સ્વામિ રામતીર્થ આદિ આર્યાવર્તના વીર-પુત્રોએ જગત્ ભરના ધર્મોને પોતાના વિશાળ સાગરોપમ ઉદર પટાહમાં સ્થાન આપનાર સનાતન ધર્મની હાકલ સૂણુ-તાંજ સ્થંભી ગઇ બે ઘડી એ વિધર્મી દુનિયા, ને ભારતવર્ષ તરફ એનું મસ્તક નમ્યું પણ દિલગીરીથી જણાવવું પડે છે કે એ નમન ભાવનાં ન હતાં પણ હતાં લાચારીનાં એણે લાચારી છોડી પોતાના ધર્મને નબળો ન જોઇ શકયા અને ઉન્મત્ત ચમકભરી નવી આંખોએ ભારતીઓનેજ બતાવ્યું કે ભારત ધર્મ સાચેજ વેવલોજ છે. ખરેખર ઠસાવ્યું અરે માની લીધું. ભારતવર્ષના કેટલાક પરકીય પદવીધારી મૂર્ખાઓએ ને ચાલ્યા સુધારાની શોધમાં એમનું ગાડું અથડાતું કૂટાતું ગબડે છે એવાજ બીજા મૂર્ખાઓની સડક પર કોઇ એક દિવસે તેનો ભૂકો થયેજ છૂટકો છે. બાકી સાચો સંત સુધારક તો કહેશે કે સુધારો એટલે નવીન કંઇજ નહિ બલ્કે કેવળ સનાતન, પુરાણું, જુનું.

પ્રિય બંધુઓ ! ભારતની નીતિ રીતિને પ્રાણને સાટે પાળનાર આર્યાવર્તના નિમકહલાલ પ્યારા સુપુત્રો દયા, દાન, વીરતા અને ભક્તિના ઉપાસક સંત પુરુષોના જીવન ચરિત્રો

કેવળ વિનોદને માટે અગર દુનિયાને ગમે તેવીજ રીતે સ્વાર્થને ખાતરજ ચિતરાય તો એ લખાણ વેવલુંજ નીવડે એમાં આશ્ચર્ય શું ?

પ્રહલાદ જેવા ભક્ત, શિવાજી જેવા વીરનરો, કર્ણ જેવા દાનવીર સંત પુરુષોના ચરિત્રોથીજ જનતા ભક્તિ અને વીરતાને પામી છે. એ બીલકુલ ઠીક છે કે એક દેશીય જ્ઞાન સર્વથા સંગ્રાહ્ય નથીજ ને એટલાજ માટે સર્વતોદૃષ્ટિથી સચોટ ભાષામાં લખાતો ભારતવર્ષના ગુર્જરભાષામાં આલેખાયેલ ગ્રંથોમાં સર્વોત્કૃષ્ટ ગ્રંથ ભારત ભક્તાખ્યાન પ્રદીપ" ભારતના પ્રત્યેક ઘરમાં વસાવો એજ અભ્યર્થના વળી ભારતીય પ્રભુપ્રેમી બંધુઓને વિનતિ છે કે ભારત ભક્તાખ્યાન પ્રદીપ જેવા ગ્રંથને બહાર પાડવા અમારા ઉત્સાહને સહારો આપવાને પ્રથમથીજ ગ્રાહક તરીકે નામ નોંધાવા તાકીદ કરે ગ્રંથની કિંમત આશરે રૂા. ૩–૦–૦ જેટલી રહેશે બાકી પ્રથમથી ગ્રાહક થનારને રૂા. ૨–૮–૦ માં આ અનુઠા ગ્રંથનો અમૂલ્ય લાભ મળશે.

લી૦

કર્તાઓ.

# જાહેર ખબર.



## વીર સાહિત્ય.

**રણુનાદનાં ભેરી યાને ભાલાના પડકાર ( રામચરિત )**

મિત્રો ! આજે હિન્દુસ્થાનને ઠંડા મીઠા ગલિચ લાલચુ સ્વાર્થી સાહિત્યની જરૂર નથી ઉઠો જલદી ઉઠો સમસ્ત ભારત વર્ષનો નાશ નોંતરતી પરદેશીઓની કુટિલ નીતિ રીતિ ને ગુલામી જંજીરને ફગાવો ઘણા વર્ષોથી ઘરમાં ભારત વર્ષમાંજ રાફડો કરી રહેલ ભારત વર્ષનાજ દૂધથી ઉછરી રહેલ મદારીની મોહક મોરલીના નાદે નાચી ભારત વર્ષનેજ ડંશ દેનાર નગુણાનાગો હાય મીઠી વ્હાલ સોઈ ભારતવર્ષની ગૌમાતાના હત્યારા, હિન્દુસ્થાનની બ્હેન બેટીના ઉઠાઉગીર શિયળ ભક્ષક ગોઝારા દુષ્ટ દાનવ યવનોને નાગણા નાથી. હઠાવો જ્યાંથી આવ્યાં હતા ત્યાં. રગે રગમાં ભરો વીર સાહિત્ય, બજાવો રણુ નાદનાં ભેરી યાંને ભાલાના પડકાર છપાય છે.

કિંમત રૂ. ૦-૫-૦

લી૦

**આર્યજાતિ રક્ષક હિન્દુ ધર્મસભા.**